# रुपसिंह ने चंद्रप्रभा नाटकनां गायनो.

બનાવનાર.

**જ૦ ઊ૦ ત્રી૦ વઢવાણ વાળા.**

છપાવી પ્રગટ કરનાર

**બુકસેલર માધવજી પ્રેમજી ત્ર.**

### ગીતિ.

દુઃખ વેઠી સુખ આપે, સંકટમાં તત્પર સાધુ હોય;
ધીર વીર ને શાણા, જનની જણજે જીવરાજ જેવા.
શિયળ સાચવ્યું પુરૂં, દુઃખમાં પણ હિંમત જે નવ હારી;
ચંદ્રપ્રભાના જેવી, ભરતખંડમાં નીપજજો નારી.
સંપટસિંહ હરામી, દગો રચાવ્યો જાર કર્મ માટે;
કરણીનું ફળ પામ્યો, નાક કપાયું દુષ્ટ કર્મ સાટે.

---

**અમદાવાદ.**

**યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ.**

સંવત ૧૯૪૩ સન ૧૮૮૮

**કીંમત બે આના**

---

3308

# रुपसिंह ने चंद्रप्रभा नाटकनां गायनो.

---

## इश्वरस्तुति

સર્વ પાત્રો— રાગ કલ્યાણ.

(શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતિ) એ રાગ.

વિશ્વના પતિ, તુજ ગહન છે ગતિ;
અતિ કૃપાથી મનુષ્ય જાતિને દીધી મતિ. વિશ્વના૦
બળદો હય ઉંટોને હાથી, વાહન માટે રેલ;
ખાવા ખટરસ પીવાને, સુધા સમ નીર ભરેલ. વિશ્વના૦
અનેક ચીજો સુખ વૈભવને, માટે કીધી ઇશ;
સચરાચર સુખ દાતા, અજરામર વર તું આપીશ. વિશ્વના૦
પ્રાણી સરવે સારૂ પાનો, ભરીયો છે ભંડાર;
તવ ગુણ ગણુતાં પાર ન આવે, જગત તણા આધાર. વિશ્વના
રૂપસિંહને ગાયન રૂપે, ગાવા ધારી મંન;
ઇચ્છા સરવે પૂરી કરશો, પ્રભુ થઇ પ્રસન્ન. વિશ્વના૦

**(હાં બરજોરી મોરી બૈયાં મરોરીરે.) એ રાગ.**

રૂપસિંહ તણો ખેલ, ભજાવીએ આજરે;
હઠીલો ને શુરવીર, રૂપસિંહ રાજરે. રૂપસિંહ૦
રૈયતના હિત માટે, કેવો કીધો ન્યાયરે;
સરખા વિચાર વાલા, કારભારી રાયરે. રૂપસિંહ૦
મન મળવાથી કેવી, ગાઢી બાંધી પ્રીતરે;

નભાવી તે અંતલગી, પ્રીતિની એ રીતરે. રૂપસિંહ૦
પ્રાણુથી અધિક પ્રિય, કેવો ગણ્યો યારરે;
રાજ હઠ કરી દુઃખી, થઈ લીધી નારરે. રૂપસિંહ૦
પ્રતિવ્રત્તા ચંદ્ર પ્રભા, લંપટે ફસાવીરે;
પણ એવા દુઃખ કાળે, હિંમત બતાવીરે. રૂપસિંહ૦
કપટ ને જાર થકી કેવાં ફળ થાયરે;
વગેરે ચિતાર, યથામતિ બતાવાયરે. રૂપસિંહ૦

---

# પ્રવેશ ૧ લો.

(ત્રંબાવટી નગરીનો રાજા સભા કરીને પોતાના પ્રધાન સહીત બેઠો છે, ત્યા સુતાર અને લુહાર આવી અરજ કરેછે.)

**સુતાર—(હાડાજી કરો સાહસ શું આ.) એ રાગ.**

રાજાજી સુણો અરજ આ મારી;
કરૂં હું વાત વિચારીરે. રાજાજી સુણો૦
બેટી લુહારની એ મમ પુત્રી મારી;
નગરી હું છોડું તેથી તારીરે. રાજાજી૦
કાંતો લુહાર નહિ આરે નગરમાં;
કાં રહે પાસ તમારીરે. રાજાજી૦
ઘણી વખત મેં માફજ કીધું;
પણ થઇ વાત થનારીરે. રાજાજી૦
ખાવિંદ મારા હુકમ ફરમાવો;
મળશે નગરી બીજી સારીરે. રાજાજી૦

**લુહાર— લાવણી.**

મુજ પુત્રીની હું વાત કહુંછું માંડી;

સુતારતણી પુત્રીએ તેહને ભાંડી.
વળી માર્યો ઉપર માર કૂવાને કાંઠે;
જન વારે તેને ઘણાં તોય નવ ગાંઠે!
તે કારણથી હું તજું ગામ તાહારૂં;
વસશું જઈ બીજે ગામ હશે જે સારૂં.
મેં દુઃખ હતું તે કહ્યું આપની પાસે;
સાચું જૂઠું તે હવે જરૂર જણાશે.
(રાજા પોતાના પ્રધાનનો આ વિષે મત્ત લેછે)

રાજા— **રાગ ઇંદ્ર સભાનો.**

પ્રિય પ્રધાન કામનો કરો હવે નિકાલ,
બન્ને આપણે મળી રચો વિચાર હાલ;
ખૂબ લાભ થાય વળી કાર્ય સૌ સરે,
અદલ ન્યાય જાણી કોઈ રોષ ના ધરે.

**પ્રધાન**—આપનો વિચાર રાય હોય તે વદો,
એકઠા વિચાર થકી થાય ફાયદો;
મમ વિચાર આપના વિચારને મળે,
ગુપ્ત ધાર્યું કામ બીજો જન ન સાંભળે.
(રાજા તથા પ્રધાન વચ્ચે ગુપ્ત મસલહત થયા બાદ, રૈયતને રાજા કહે છે.)

રાજા— **રાગ ઉપરનો.**

સાંભળો સુતાર ને લુહાર આ સમે,
પુત્ર ભાવ ધારી કહું જાણજો તમે;
હુનરી ચીજો બનાવી અહીં રજુ કરો,
ચીજ ઉમદીનો ધણી અહીં રહે ખરો.

જાઓ ઘરે હાલ તો કરો જઈ એ કામ,
સરસ ચીજ જાણી ઉપર આપશું ઇનામ;
ટુંક મુદ્દત બનાવી લાવજો અહીં,
અન્ય ગામ ત્યાં લગી નક્કી જશો નહિ.

( તે બંને ગયા પછી રાજસભામાં ઇશ્વર-સ્તુતિ થાય છે. )

**રાગ આશા ગોડી.**

નમું પ્રભુ નિત્ય નિરંજન નામી, નમું પ્રભુ નિત્ય નિરંજન નામી.
આ અવની તણી રચના રચી હરિ !
ધન્ય ધન્ય ધન્ય અંતરયામી. નમું પ્રભુ૦
દાસ-જનો પર પૂરણ પ્રીતિ,
પુત્ર ગણી લીધા ધામી. નમું પ્રભુ૦
અલ્પ મતિ તણી વિનતિ અમારી,
ગ્રહણ કરો ગુણ ગ્રામી. નમું પ્રભુ૦

**રાજા—( સદા રહો પાસ પિયુ સદા રહો પાસ. )**

એ રાગ.

કરૂં હું પ્રણામ પ્રભુ કરૂં હું પ્રણામ,
પ્રેમ થકી પૂરે ભાવે કરૂં હું પ્રણામ. કરૂં હું૦
ગતી તારી આંત રૂડી કળી શકાય,
ગુણ તારા ગણતાં ન પાર પમાય. કરૂં હું૦
પણ એક તુજથી અજાણી નહિ જાય,
તમતણી કીર્ત્તિ જગતમાં ગવાય. કરૂં હું૦
શક્તિ આ અવનીમાં અદ્ભૂત ઇશ,
ફેલાવેલી ચોય દશે જોઈ જગદીશ. કરૂં હું૦

(સુતાર અને લુહાર પોતાની બનાવેલી ચીજો લઇને આવે છે.)

સુતાર— **દોહી.**

અશ્વ કાષ્ટનો બનાવીઓ મેં આજ,
તે હું અર્પણ કરૂંછું મહારાજ;
ચમત્કાર જુઓ તેહનો બતાવું,
દોરી તાણવાની વાત સંભળાવું.
પે'લી દોરી થકી કાષ્ટ અશ્વ થાય,
તેની ચાલ બીજી દોરીથી જણાય;
ત્રીજી તાણવાથી ગગનમાં જવાય,
ચોથી દોરી થકી સઘ ઉતરાય.
અશ્વની કળા મેં આપને જણાવી,
હતી વાત જેહ તેહ મેં બતાવી;
આપની રજા લઇ હું જાઉં ઘેર,
ખબર આપવાની રાય કરો મે'ર.

લુહાર— **સવૈયા.**

લોહ તણી મચ્છી જોડ જુઓ કદી વસ્તુ ગઇ નીજ પાસથી ડૂબી,
શોધી તે હાજર સઘ કરે ગુણ એકજ એહ ખરે ખર ખૂબી;
મચ્છનું પારખું આપ લઈ ફરમાન કરો મહારાજ અમારા,
ઉત્તર યોગ્ય વદો ગુણવાન રજા લઈ તુર્ત જઉં ઘર મારા.
(રાજા બંનેની ચીજો જોઇને બહુ ખુશી થાય છે, તેથી બંનેને
સમજાવી પોતાના શહેરમાં રહેવાનું કહે છે.)

**(બાઈ ભક્તિ સાચી તમારી) એ રાગ.**

**રાજા**—પ્રિય પુરની રૈયત મારી, તમને કહું વાત વિચારી,
બંનેની ચીજો જોઈ, મનડું લલચાયું મોહિ;
ચીજો છે ચિત્ત હરનારી. પ્રિયપુરની૦

મમ પુરમાં જન છે આવા, હું કેમ દઉં તે જાવા;
છે હૂનર આ સુખકારી. પ્રિયપુરની૦
તમે વચન મારૂં પાળો, હવે રોષ તમારો ટાળો;
નવ પાળે થાય ખુવારી. પ્રિયપુરની૦
માગો તે તમને આપું, વળી દુઃખ હોય તે કાપું;
(પણ)—વસતું સુખે મન ઠારી. પ્રિયપુરની૦
હવે જાઓ તમારે ધામ, કરો આપ–આપણું કામ;
રાખો હૂનર આ જારી. પ્રિયપુરની૦
"સંપી સૌ સંગે રહેવું, નવ બને ફરી આ જેવું;"
એ છેલ્લી આજ્ઞા મારી. પ્રિયપુરની૦

(પછી બેઉ ચીજનાં પારખાં જોવા માટે રાજા, પ્રધાન અને બીજા સભા–જનોને કહેછે.)

**રાજા—(વૈદરભી વનમાં વલવલે.)** એ રાગ.

ચીજો તણાં જોઇએ પારખાં, જેથી થાય ઉલ્લાસ;
ઊંડે કૂવે મચ્છ પારખો, અન્ય જોઇશું આકાશ. ચીજો૦
મોતીની માળ આ ડોકની, નાંખુ આ કૂપમાંય;
મચ્છ મૂકું છૂટાં તે પછી, જળમાં શી રીતે જાય. ચીજો૦

**પ્રધાન—**

રાખો રાખો નૃપ બહુ પાં, મોતી કૂપ મોઝાર;
મચ્છ કેવાં માંહે તરફડી; લાવે પાણીનો પાર. રાખો રાખો૦
એ! ગઇ અંદર માછલી, મારી ડૂબકી આ વાર!!!
સરવે મોતી હવે નીકળ્યાં! કાઢો મચ્છીને બા'ર. રાખો રાખો૦

---

# પ્રવેશ બીજો.

(રાજા તથા તેનો પ્રિય મિત્ર જીવરાજ, કાષ્ટઘોડાનું પારખું જોવાની તૈયારી કરે છે.)

**(અરે તાત તું થઇને અરિ, પિયુ સંગતે ન મિલાવે કાં ?)**

એ રાગ.

**રૂપસિંહ—**

કેવી રીતે અશ્વ ચલાવીશું, કહે વાત પ્યારા તું માહરા.
હું તો છું અજાણ્યો આ કામથી, કરતું કામ તાહરી હામથી;
જીવરાજ એહ તમે કરો, દીલમાં વિચાર કરી જરા. કેવી રીતે૦

**જીવરાજ—**

પ્રિય મિત્ર વાત ખરી કહી, બાળ બુદ્ધિ આ વખતે નહિ;
વિચારી અશ્વ ચલાવવો, જેથી કાંઇ દુઃખ પડે નહિ. પ્રિય મિત્ર૦

**રૂપસિંહ—**

હવે જલદી ચાલો આ ગામથી, અશ્વને ચલાવતો કાં નથી ?
ખાલીવાર શાને લગાડ તું, ખેડો અશ્વ પુરણ હામથી. હવે જલદી

(બેઉ મિત્ર અઘોર જંગલ ઉપર, આકાશ માર્ગે ચાલતાં પરમેશ્વરની લીલા વિષે વાતો કરે છે).

**ત્રોટક છંદ.**

**રૂપસિંહ—** પ્રિય યાર જરાકજ હેઠ જુઓ,
બહુ હર્ષતણી તક શીદ ખુઓ;
વન વૃક્ષ થકી ભરપૂર ભર્યું,
પ્રભુતા ધરીને પ્રભુએજ કર્યું.
જળનાં ઝરણાં પર વા જઇને.
જનરંજન ઝાડ પરે થઇને;

શુભ શીતળ મંદ પ્રવાહ વહે,
ગુણકારી સુગંધ ન કોણ ચહે?
પશુઓ ચરતાં ફરતાં બહુ જો,
નિજ પોષણ માટ ફરે સહુ તો;
વળી કોયલ પોપટ શબ્દ ભણે,
રમણીક મનોહર કાન પડે.

**જીવરાજ**—ગણી કોણ શકે ગુણ ઇશ તણા,
જગની રચના રચતાં ન મણા;
પરમારથનો વળી પાર નહિ,
અગણિત અનુપમ કામ અહીં.

**બંને**—ગુણની ગણના નહિ થાય અમે,
મન વાંચ્છિત કામ કરોજ તમે;
સઘળા ગુણથી ભરપૂર પ્રભુ,
કરવા સ્તુતિ સન્મતિ આપ વિભુ.

(રૂપસિંહ તૃષાતુર થવાથી પોતાના મિત્ર જીવરાજ પ્રત્યે કહે છે).

**( ન જાઓ પ્યારા પુત્ર પરાયા તે બાગમાં )** એ રાગ.

જીવરાજ ખેંચ ના, વિશેષ દોરી હાલ;
ચાલવા દે ચાલતો, જે હોય એની ચાલ. જીવરાજ૦
અશ્વ ઊંચો જાય તેમ, ટાઢ વાય છે;
ધમણ પેઠે શ્વાસ ચાલી; મન મુંઝાય છે. જીવરાજ૦
ઉતરવાની દોરી તાણ, તાણ તાણરે;
પાણી વિના પ્રિય યાર, જાય પ્રાણરે. જીવરાજ૦

**( શૃંગારમાં ડુબાવીતી તમેજ મુને. ) એ રાગ.**

પાણી વિના પ્યારા મારા પ્રાણ અકળાય;
અરેરે હું આ ઠેકાણે કરૂં શા ઉપાય. પાણી વિના૦
તારા વિના પ્યારા બીજો નથીરે આધાર;
(કે) લાવી આપે શુદ્ધ પાણી જોતામાં આ હાર. પાણી વિના૦
કદાપિ આ ઠેકાણે મૃત્યું મારૂં થાય;
તેથી અપજશ આખા જગમાં ગવાય. પાણી વિના૦
પ્રિય મિત્ર વિશેષે જો પાણી હશે દૂર;
કાયકી બાઝીને મારૂં મોત છે જરૂર. પાણીવિના૦
જાણી નહિ પૂરે પૂરી દોરી-તણી રીત;
બેભાનીમાં ભૂલી લાગી ઘોડા માંહે પ્રીત. પાણી વિના૦
એવું પ્રૌઢ વૃક્ષ પ્યારા દૂર છે દેખાય;
તે ઠેકાણે કોઈ રીતે ઘોડો જો થોભાય, પાણીવિના૦
દીનના દયાળ મારી લેજોરે સંભાળ;
નહિતો જરૂર પાણી વિના મારો કાળ !!! પાણીવિના૦

**જીવરાજ—રાગ મારૂ કે ત્રિતાળી ચોપાઇ.**

રૂપસિંહ ન હિંમત હાર, સારૂં કરશે જગદાધાર;
રાય રંકનો પ્રતિપાળ, લેશે બાળકની સંભાળ.
ખરી ચીજનુ પારખું ક્યારે, થઇએ તેહ વિનાના જ્યારે;
થયું આજ ખરેખર તેમ, પાણી વિના બચે જીવ કેમ?
રાખો ઇશ્વર ઉપર મન, કરે કામ થઇને પ્રસન્ન;
પ્રભુ મદદ કરો આ વાર, નથી અન્ય તણો આધાર.
ઘણા સેવકનાં દુઃખ કાપ્યાં, વળી અગાળ સુખો તેને આપ્યાં;
તેમ કાપો અમારૂં દુઃખ, કૃપા કરીને આપો સુખ.

(ઇશ્વિર પર પ્રીતિ રાખીને પ્રયત્ન કરવાથી અશ્વ તેજ વડ નીચે ઉતરે છે; રૂપસિંહને ત્યાં બેસાડી જીવરાજ પાણી ભરવા જાય છે.)

**( અરે બાવાજી તું ફરે કેમ ઉદાસ. ) એ રાગ.**

અહા! રૂપ આવું ન દીઠું કો ઠાર;
ખરે ખાત રંભા તણો અવતાર,
હશે અપ્સરા કે હશે કોણ આ!!
બધી મેરથી હું તપાસું જરા.
બનાવી હશે જેણે આ કાષ્ટનાર;
ખરો હુનરી એ હશે નિરધાર.
રખે નૃપ દ્રષ્ટી પડે આ પરે;
બની ને દિવાનો નક્કી તે મરે
કરૂં તેથી એનો બને તે ઇલાજ;
કાદવ ચોપડું જે સરે મુજ કાજ.

(કાદવ ચોપડી, ત્યાંથી પાણી ભરી, રાજાને પાય છે; મધ્યાન્હ હોવાથી રાજાને નહાવાનું મન થાય છે, તેથી હઠ લઇ વાવ કિનારે જાય છે, અને નાહાય છે. પેલો કાદવ ઉખડી જવાથી પૂતળી પ્રત્યક્ષ દેખાય છે. આથી રાજા ચકિત થાયછે.)

**રાજા—** **ગીતી.**

અહા! રૂપ શું આનું, પ્યારા મારા જીવરાજ કથવું;
ઇંદ્ર-અપ્સરા આતો, તે મેળવવા ભલે પડે મથવું.

**(મુજે છોડ ચલા બનઝારા)** એ રાગ.

આ દેખું પ્રતિમા ભારી; તે દીલમાં થઇ દુઃખકારી. ટેક.

કોતરણી ને રૂપ જોઈ, મન રહ્યું માહરૂં મોહિ;
છે પ્રતિમા મન હરનારી, પણ દીલ બાળે દુઃખકારી.
જો આ ઠેકાણે મળશે, તો શોક અમારો ટળશે;
નહિ મળતાં વાત નઠારી. તે દીલ બાળે૦
(પૂતળીને) જમવું ભોજન તુજ હાથે, ઝટ બોલ માહરી સાથે;
ક્યાં સુધી રહું મન-મારી. તું દીલ૦
શું નથી બોલતી પ્યારી, ભોજનની કર તૈયારી;
જલદી થા સુખ દેનારી. શું દીલ૦

જીવરાજ— લાવણી.

રૂપસિંહ ગુણવાન થઈ, શું કરે તું આવું કામ. ટેક.
ઘરની નારી (૨); કસ્તુરી રૂપી જાણ;
કસ્તુરી મૂક્યા થકી, ધંતૂરે થાયે હાણ. રૂપસિંહ૦
જાણે તું નાર (૨), છે કાષ્ટ-પૂતળી ચાર;
તે ભોજન કેમ બનાવશે, નહિ અવળી વાત વિચાર. રૂપ૦
તું સમજુ થઈ (૨), શું મોહિત થા ગુણવાન;
વિષ-સમ ચીજો જોઈને, નવ ઇચ્છો કરવા પાન. રૂપસિંહ૦
છે મોહ-જાળ (૨), નિશ્ચય દુનિઆની માંહી;
માટે હઠ તું છોડને, મમ વચન સૂણીને આહીં. રૂપસિંહ૦

(રૂપસિંહે જીવરાજની શીખામણ માની નહિ, તેથી વાવની અંદર કોણ છે તેનો તપાસ કરવા માટે જીવરાજ નજીકના નગરમાં જાય છે; રસ્તે જતાં એક માણસ મળે છે, તેને પૂછેછે).

**જીવરાજ—રાગ મારૂ કે ત્રિતાળી ચોપાઇ.**

કહો ભાઇ તમારૂં નામ, મારે પૂછું પડયુંછે કામ;

નગરી કોની શું નામ કહાવે, બધી વાત મને તું જણાવે.

**સામો માણસ—**

મારૂં નામ છે મોતીલાલ, સુખે કામ કહોને હાલ;
મારૂં ગામ આ કંકનપુર, નૃપ આગળનો બહાદુર.
હાલ રાજ કરેછે જેહ, વ્યભિચારી પૂરો છે એહ;
ગુણ નામ પ્રમાણે જાણ, ફરે લંપટ સિંહની આણ.

**જીવરાજ—**

સામી વાવમાં કોણ છે નાર, તેનો પામવો શી રીતે પાર;
તેહ વાતની પૂરી જરૂર, નહિ જાણો તો જાઊં આ પુર.

**મોતીલાલ—**

વાવ ઉપર પૂતળી દેખ, તેવી નાર છે અંદર એક;
દીઠી નથી સુણી છે કાન, જન જુએ તે ભૂલે ભાન.

(ત્યાંથી આગળ જતાં વૃદ્ધ માણસ મળે છે, તેને પૂછેછે).

**જીવરાજ—** હિંડી.

પિતા—તુલ્ય ગણી અરજ કરૂં આજે,
સામી વાવ ઉપર પૂતળી બિરાજે;
એહ પૂતળીની તુલ્ય કોણ નાર,
કરી માફ વદો આપ નિરધાર.

**વૃદ્ધ**—કરૂં વાત ખરી પુત્ર—તુલ્ય ધારી,
વાવ અંદર છે નાગ એક ભારી;
તેની પુત્રી છે અધિક રૂપવાળી,
સુણી ભાઈ નથી આંખ થકી ભાળી.

(નાગની બીક દૂર થાય તેવો સામાન શહેરમાંથી

લઇ; જીવરાજ, રૂપસિંહની પાસે આવે છે, ત્યાં રૂપસિંહ તેને કહે છે).

**રૂપસિંહ**—(ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં.)એરાગ

પ્રિય મિત્ર હું કહું, વિચાર મારો આ સમે;
કાષ્ટ–નાર દેખું આ, તે ચિત્ત મારાને દમે. ટેક.
પ્રીતિ મૂકી તાહરી, નગરી મૂકી માહરી;
આ વિશાળ રાનમાં, બાળા ઝાલી તો તમે.પ્રિય૦
પ્રાણ જાશે આ નક્કી, ધીરજ રાખું ક્યાં લગી?
આ સંસારમાં મને, એના વિના ના ગમે. પ્રિય૦
કરો ઉપાયો થાય તે, મનની અંદર હોય જે;
છેલ્લા વારનું કહું, આ દુઃખ કાયા નહિ ખમે.પ્રિય૦

**જીવરાજ**— **માલિની.**

પ્રિય રૂપસિંહ ભાઇ, શું થયું આજ તુને,
બહુ રડી રડી શાને દુઃખ આપે છે મુંને;
અતિ અતિ પ્રિય કામો, મેં કર્યાં તુજ માટે,
રૂપસિંહ તુજ માટે, હું ભરેલો ઉચાટે.

(રૂપસિંહને સમજાવ્યા બાદ, રાતના બાર બજે વાવમાંથી નાગ બહાર નીકળે છે, તેને મારી, મણિ લઇને બનેજણ અંદર દાખલ થાય છે; તેને જોઈ, વિસ્મય થઇ નાગની છોડી ચંદ્રપ્રભા કહેછે.)

**ચંદ્રપ્રભા**—

**(કંગનવા મારા ટરસેં સરક ગયોરે,) એ રાગ.**

માણુસ તમે આજે ક્યાંથી આવ્યા અહીંરે,
પિતા મારો છે ઝેરીરે, તે ગણશે તમને વેરીરે,

તે નજરે જોશે જ્યારે, કરડીને તમને મારે;
નહિ રે'મ થકી ઉગારે, માટે ભાગો કહીરે. મા૦

જીવરાજ—હું વાત કરૂં તે સૂણો, દઇ ધ્યાન તમેરે.
સાંભળ હુ કહુંછું બેનીરે, તું બીક બતાવે જેનીરે,
તે બીક મટી છે આજે, કહેતું તો નહિ એ છાજે;
નિશ્ચય એ તારે કાજે, "માર્યો નાગ અમેરે." હું૦

(નાગકન્યા, ચંદ્રપ્રભા, પોતાના બાપના મરણના સમાચાર સાંભળી રૂદન કરે છે.)

**(સુંગારમાં ડુબાવીતી તમેજ મુને) એ રાગ.**

અરે તાત મૂકી મને કેમરે ગયા,
ઓશીઆળી કરતાં ન આવી શું દયા.
માત અને તાત વિના સૂનો આ સંસાર,
કુટુંબીમાં એકલી હું અરેરે આ વાર. અરે૦
અરે લાડ લડાવશે બેની કહી કોણ,
મુખે માગી ચીજો હવે લાવી આપે કોણ. અરે૦
શીખામણ દેતા પાસે બેસાડીને તાત,
ખુશી રાખવા કહેતા ગમતની વાત. અરે૦
ફિકર વિનાની હતી આજ સુધી તાત,
વડીલ વિના હવે વિચાર્યો જેવી વાત. અરે૦
વચન તમારાં પિતા સાંભરે આ કાળ,
"સારો વર જોઇ પરણાવીશ હું બાળ." અરે૦
એવી એવી હોંશ હતી આપને અપાર,
દીલમાં સરવ રહી પ્રાણના આધાર. અરે૦

તાત પ્યાર તોડી તમે સ્વર્ગે કીધો વાસ,
પુત્રી તમારી વિયોગી બેઠીછું ઉદાસ. અરે૦

**જીવરાજ—**

અરે બાઇ શું કરો હવે વૃથા કૃતાન્ત,
રડવું આવે તમારૂં સુણીને વૃતાન્ત.
રડી મરે નહિ આવે હવે તારો તાત,
માટે મારી બાંઇ મૂકો રોવાનીરે વાત. અરે બાઇ૦
ઉતરેલું મુખ જોઇ, ઉઠે તનમાં ઝાળ,
શી રીતે પિતા તમારો લે હવે સંભાળ. અરે બાઇ૦
જનમ મરણ બેની વિધિ કેરે હાથ,
અંતકાળે કોઇ સગું આવશે ન સાથ. અરે બાઇ૦
લે'ણું હશે નાગ પાસે આપનુંરે જેહ,
સરવ પતાવ્યા પછી મૂક્યો હશે દેહ. અરે બાઇ૦
રૂદન કર્યાથી નાગ આવશે ન પાસ,
માટે મળવાની તમે છોડો ખોટી આશ. અરે બાઇ૦
(રૂપસિંહ પણ નાગકન્યાને સમજાવે છે).

**જુવો પિતાજી નજર કરીને,**

કહુંછું પ્યારી તને હું આજે, નિમગ્ન તુજમાં જીવ આ મારો;
સ્નેહ પૂર્ણથી કહુંછું એ જે, પરણવાનું દીલમાં ધારો.
મેં દુઃખ વેઠયાં બહુ તુજ માટે, ભૂખ તરસ મેં ગણી ન કાંઇ;
ચેન પડે નહિ કાંઇએ મુજને, તુરંગ ઉઠે નવા હજારો. કહુંછું૦
બહુ મહેનતે આવ્યા આંહીં, જરા ધીરજ હવે નથી રહેતી;
માન્ય મારૂં કહ્યું તું જલદી, ગયો સ્વર્ગમાં પિતાજી તારો. કહુંછું૦

પરવાનું છે મન બહુ તારૂં, પણ શરમાઈ ન કહે તું મુજને;
કર્યો ખુલાસો બધો અત્યારે, પ્રિયા હવે મને ગણુને પ્યારો. કહુંછું૦

(જીવરાજના અને પાછળથી રૂપસિંહના બોધથી ચંદ્રપ્રભાએ રડવું બંધ કીધું, અને રૂપસિંહનાં હૃદય ભેદક વચન સાંભળી તેને કહે છે).

**ચંદ્ર પ્રભા— રાગ આશાઓડી.**

પ્રાણપતિ થયા મારા, હવેથી પ્રાણપતિ થયા મારા.
આજ લગી હું રહી એકાંતે, ખોળ્યા નહિ દીલદારા. હવેથી૦
તાત અમારો મૃત્યુ પામ્યો, આશ્રય આવી તમારા. હવેથી૦
વચન તમારાં લાગે મીઠાં, હસ્ત ગ્રહો મારા પ્યારા. હવેથી૦
રહું તમ પાસે દાસી થઇને, રહો ન મુજથી ન્યારા હવેથી૦
છેવટની આ અરજી મારી, છો મમ જીવન-હારા. હવેથી૦

(ધારેલું કામ રૂપસિંહને કરી આપ્યું, તેથી બહુ રાજી થઇને જીવરાજ ત્યાંથી બીજે ઠેકાણે રહેવાની રજા માગે છે).

**"સજન તેરે બાગમેં જાતે," એ રાગ.**

કહુંછું યાર હું તમને, ખુશીથી દો રજા અમને.
રહું હું પુર પાસેના, જરા ઉદાસ થાશોમાં. કહું૦
તમે સુખ ભોગવો પ્રીતે, ખુશી મન રાખજો નિત્યે. કહું૦
જહાં લગી હું રહું સાથે, જરા પણ લાજ રે માથે. કહું૦
રહો એકાંતમાં જોડું, કહું હું તેટલું થોડું. કહું૦

(ચંદ્ર પ્રભા તેને જવાની આગ્રહપૂર્વક ના પાડે છે, પરંતુ પરાણે જીવરાજ, નજીકના નગરમાં જાય છે, પાછળથી સુખી દંપતિ હાસ્ય વિનોદની વાતો કરે છે).

**ચંદ્રપ્રભા—રાગ મેવાડા કે દારૂડીયો.**

પ્યારા મારા કંથરે, તમે ચોર્યું મારૂં ચિત્ત.
હુંતુ બેઠી નાગની, તેને માણસનો શો સંગ !
જોયું નહિ તે જાણીયુંરે, અરપ્યું એને અંગરે!! તમે૦
વલખાં મારાં મેં ઘણાં, સ્વામિ સરખા જોડા માટ;
વિધિએ જોડું મેળવ્યું, મારા દૂર થયા ઉચાટરે. તમે૦
તમને દેખી હું દેખતી, સ્વામી નહિ દીઠી હું અંધ;
ધન્ય ભાગ્ય છે માહરા, મળ્યું સોનું અને સુગંધરે. તમે૦

**(તારૂણી તુજથી નથીરે જુદાઇ) એ રાગ.**

પ્રાણપતિ વિનતિ કહું મારી, સ્નેહ ખરેખર હું પર ભારી. પ્રા૦
એક ઘડીપણ અળગ હડ્યોછો, દુઃખ વિયોગી ખમે તમ પ્યારી. પ્રા૦
સૂરજ દેખી જળમાં ફુલે, કમળ તણી અતિ પાંખડી સારી. પ્રા૦
તેમ પિયુ તમ દેખી અમારૂં, અંગ પ્રફુલ્લિત આંખડી હારી. પ્રા૦
ચંદ્ર વિના ચ–કોરજ અંધું, કંથ વિના પ્રિય આંધળી નારી. પ્રા૦
કંથ સમાગમથી સુખ બીજું, અન્ય નથી કહું નાથ વિચારી. પ્રા૦

રૂપસિંહ—

**(જનમો જનમ ગુન માનુંગી તેરા) એ રાગ.**

કમલાક્ષો તારાં મધુર વચન થકી,
અંગમાં આનંદ આજ વધારે. કમ૦
ધન્ય ગણું મુજને કે ગણું તુજને !
ધન્ય અવતાર ગણું મન મારે. કમ૦
ઘરની શોભા નારી વિના નહિ,
સુણુ ઘણા, નહિ ગાઉં અત્યારે. કમ૦

(ચંદ્રપ્રભાને વાવ ઉપર જવાનું મન થાય છે, તેથી તેના પતીની રજા માગે છે.)

**ચંદ્રપ્રભા— રાગ ભરવો ઝીંઝોટી.**

પ્રાણનાથ આજ મુને. ધામ થાયરે;
ધામ થાય; ધામ થાય; ધામ થાયરે. પ્રાણ૦
પવન વિના આજ મારૂં મન મુઝાયરે. પ્રાણ૦
વાવ ઉપર મંદ મંદ વાયુ વાયરે. પ્રાણ૦
ઉપર જવાં સ્વામિનાથ દો રજાયરે. પ્રાણ૦

**રૂપસિંહ—(નાથ કૈસે ગજકો બંધ છોડાયો)એરાગ.**

આવ્યો હવે ખેદ થવાનોરે વારો; આથી નથીરે ઉગરવાનો આરો. આવ્યો ટેક.

અવળી મતિ આ જાણ પ્રિયા, પૂરણ તે દુઃખકારી;
એકલી તેમ જવા દઉં તુજને, પ્રાણ થકી મુને પ્યારી. આવ્યો૦
આજ નઠારાં ચિન્હ જણાય છે, દુઃખ પડે બહુ માથે;
તું દુઃખી તેથી હું પણ દુઃખી, ચાલ માટે આવું સાથે. આવ્યો૦

(સ્ત્રી પુરૂષ વાવ ઉપર ગમત કરેછે, ત્યાં ઢોરને પાણી પાવા ગોવાળીઆ આવે છે; દંપતિ ભયથી વાવમાં જાય છે, પણ નાગકન્યાની મોજડી પડી રહે છે; ગોવાળીયા તે લઈ રાજાને આપે છે, રાજા ગંગલીને વાવ કીનારે મોકલે છે. બોળવીને ચંદ્રપ્રભાને વાવ બહાર કાઢે છે. * તેને બળાત્કારે પાસેના નગરમાં લઇ જાયછ; ત્યાંનો રાજા લંપટસિંહ પરણવાનું મન કરેછે, ત્યારે તેને ચંદ્રપ્રભા કહે છે.)

---

* એ સંબધી કેટલીક હકીકત પાછળ ગાયનમાં આવશે, માટે અહીં ગદ્યમા જણાવ્યું છે.

# પ્રવેશ ૩ જો.

**ચંદ્રપ્રભા--(સિહયર દુઃખ શું દાખવું.)એરાગ.**

વિનતિ સૂણો નૃપ માહરી, કાલાવાલા કરૂં હું;
માસ છકે "પરણે" આપને, હમણા અડતાં મરૂં હું. વિનતિ૦
વ્રત પૂરૂં થશે તે દિને, પછી ગણો તમે દાસી;
ત્યાં લગી પાસ ન આવશો, નહિ જાણીં હું નાસી. વિનતિ૦
પ્રીત છે પૂરણ માહરી, 'કેના' ઉપર રાય;
માસ છ છે જવા દોહલા, પણ ન મળે ઉપાય ! વિનતિ૦
હેતથી કામ સરે બધું, જુલમે થાય ન સારૂં;
માટે પધારો મહેલમાં, સૂણી વચન અમારૂં. વિનતિ૦

**લંપટસિંહ—**

મધુર વચન સૂણી તાહરાં, આવે મનમાં રહેમ;
હમણાં રહે તું એકાંતમાં, રાખી હું પર પ્રેમ. મધુર૦
માસ છ જલદી વહ્યા જશે, માટે નહિ દર્શી દુઃખ;
ખાઓ પીઓ વ્રત સાચવો, લેખી પૂરણ સુખ. મધુર૦
છે કબજામાં તું માહરા, તેથી લેખું છું મારી;
મહેલ જણીંછું હું હાલતો, વ્રત પાળો વિચારી. મધુર૦

(લંપટસિંહના ગયા પછી ચંદ્રપ્રભા પશ્ચાતાપ કરેછે).

**લાવણી.**

મેં કરયું છે અવળું કામ અરેરે આજે,
કરી અન્ય પુરૂષશું વાત પતિવ્રત લાજે;
પણ હતો ન એક ઉપાય જરૂર એ વારે,

સમજ્યા વિણ લંપટ, જાત નહિ ઉતારે.
દાસી પણ ન હતી પાસ અરેરે કોઇ,
કે ઉત્તર આપે લંપટને ઝટ જોઇ;
"પરણે" તેને તલવાર પતિ મારાની,
કે પાપી થાયે શાંત, મહા તોફાની.
તે વખતે ન કરી ઘાત વિચારી એવું,
મુજ મરતાં મરશે કંથ જાણીને તેવું;
જો મળે પતિ તો સફળ જીવતું ધારૂં,
બહેતર છે, નહિતો મરણ ખરેખર તારૂં.

( આ વાતની જીવરાજને ખબર પડવાથી સૂડગરનો વેશ લઇ ચંદ્રપ્રભા પાસે આવે છે, ત્યારે ચંદ્રપ્રભા અથ ઇતિ જણાવે છે).

**ચંદ્રપ્રભા—(શેઠ સગાળશા સાધુને સેવે,)** એ રાગ.
કહું દુઃખ માહરૂં પ્યારારે, હૃદય બળી થાય અંગારારે.
વાવ માંહેથી આપ ગયા પછી, પાછળ શી થઇ પેર;
ધાચણ રાંડે ઢોંગ કરીને, વરતાવ્યો કાળો કેર. કહું દુઃખ૦
ખુલ્લી હવામાં બાજીએ રમવાનું, મુજને પ્યારા થયું મન;
કથન સ્વામિનું કાન ન દીધું, તેથી દાઝે હવે તન. કહું૦
બાજી કાઢીને રમવાને લાગ્યાં, સ્ત્રીહઠ લીધે ભાઇ;
ઢોરો પાવાને ગોવાળો આવ્યા, બીકે ગયાં ગભરાઇ. કહું૦
ઝટપટ તેથી રમત સંકેલી, આવ્યાં અમારે ધામ;
પડી રહી પણ મોજડી મારી, તેણે બગાડયું કામ. કહું૦
પ્રાય મારાની મોજડી દેખી, લીધી ગોવાળે હાથ;

રાયને આપી જઈને તેણે, તેથી ખોયા સ્વામિનાથ. કહું૦
ધાંચણ વાવ-કિનારે આવી, રોવા લાગી લઇ નામ;
તાત મારાનું નામ સાંભળતાં, ચાલી જોવા તે ઠામ. કહું૦
મણિ લઇને ઉપર આવી, ત્યાં તેણે માંડયું કકલાણ;
માથું જોતાં મણિ કાઢી લીધી, કરી સિપાઇઓને જાણ. કહું૦
સરવે મળી મને વેલમાં નાંખી, રોતી લાવ્યા આ ગામ;
પુરનો રાજા મારી પાસે આવ્યો, મનમાં ધારી ખોટું કામ. કહું૦
હિંમત રાખી બહુ સમજાવી, કાઢયો એવો મેં કાળ;
શિયળ બરાબર સાચવ્યું છે, ઝટ કાઢો પતિની ભાળ. કહું૦

જીવરાજ— હિંડી.

તમે આવડો કરો નહિ બળાપો,
સાવધાન થઇ શોકને ઉથાપો;
પ્યારા આપણાની ફિકર તમે ટાળો,
કરી શોક બહુ હૃદય શીદ બાળો.
ગમે તેમ કરી રૂપસિંહ લાવું,
તહાં સુધી નહિ મુખ હું બતાવું;
મણિ માટ કરી યત્ન ધર્મ પાળું,
ખરે ગાંગલીનું સુખ કરૂં કાળું.

(જીવરાજના ગયા પછી ચંદ્રપ્રભા વિલાપ કરે છે).

**સીતાજીના મહીનાનો રાગ.**

ટરે વ્રેહપીડા મને દુઃખ, પિયુ વિના આ સમે;
સ્વામિ રટણ તમારૂં થાય, બીજું કાંઈ નવ ગમે.
હતી હોંશ જે દીલમાં અધિક, સરવ તે વૃથા થઇ;

માથે ઉગવા રહ્યાં દુઃખ ઝાડ, કહું આતે ક્યાં જઇ !!!
અકળાઇ ગયું મુજ ચિત્ત, સંયોગ સંભારતાં;
રહીઆળાં પ્યારા તારાં વેણુ, થયાં અંગ બાળતાં.
સ્વામિ મનમાં ન લાવશો એમ, કે ગઇ તે દગો દઇ;
નિરૂપાયે તમારી દાસ, રોતી આણી છે અહીં.
પિયુ વિના બીજા ભાઇ બાપ, લેખ્યા અને લેખશું;
મારા પ્રાણપતિને ઇશ, ક્યારે હવે દેખશું.
ભલે દુઃખ આપો દીનાનાથ, શિયળભંગ નહિ કરૂં;
આવે દુષ્ટ રાજા ફરી પાસ, તો પ્રાણ ત્યાગી મરૂં.
અબળાની વા'રે ચડો ઈશ, સ્તુતિ બે હાથે કરૂં;
નથી અન્ય તણો આધાર, રાખો નાથ આબરૂ.

( હવે પેલો જીવરાજ ગાંગલીના દીકરા હીરકાનો વેશ લઇ, મિત્ર માટે આંખ ફોડી, ગાંગલી પાસે જાય છે; તેને ખરો દીકરો જાણી ગાંગલી રાખે છે ).

**હીરકો (સાડે તીન પૈસેં શેર મચ્છી નહિ બેચુંગા)**

એ રાગ.

શની એકલડી કાં માત, મારો ચ્યાં જીયોરે તાત.
નાનો ભઇ પણ ન મળે આજે, જીવા ચીયે ઇ ગામ;
ઝટઝટ મજને ઉતર દેને; પશી કરૂં હું કામ. શની૦

**ગાંગલી**—મારા હીરીયા દીચરા આજ, તેં તો જાતી રાછી લાજ.
બાપો તારો મરી જીયોં, વળી નાનો ભઇ પણ શાથ્ય;
તારી માડી રોડી બોડી, ધહવા મંડી હાથ. મારા૦

**હી૦**—અરે અરે તું માડી મારી, રઇ એકલી ઈમ;

જાણ્યું હત જો મેં ઈતું તો, તજને સોડું ચીમ. સૂની૦
ગાં૦—આજ હુંધી હું રઈ એકલી, લઈને તારૂં નામ;
આજ આવહે કાલ આવહે, હંધાં ફરીને ગામ. મારા૦
દીચરા હે ! મા મુંદી બોસે, નથી કોઈનું કામ;
થોડે થોડે વાવરજે, જેથી ખૂટે નઈ દામ. મારા૦
હી૦—બક બક માડી સું કરસ તું, બાપ વના નઈ કંઈ;
ફદીયાં તારાં નાંછ કૂવામાં, નઈ રઉં હું અંઈ. સૂની૦
જાણ્યું હત જો મેં ઈવું તો, આવત નઈ આ હામ;
લઈ જાજે હો ભેગા તારા, મરતી વેળા દામ. સૂની૦
ગાં—અરે દીચરા થીયું તને સું, બોલસ ચમ આં વેણ;
બાપુ હંધું ઘર આ તારૂં, માનો મારૂં કેણ. મારા૦
આંછ્યુંની ચીચી તું મારી, રાંક તણું રતંન;
બાપલીયા મેં તજને હોંપ્યું, તન મન મારૂં ધન. મારા૦
હી—ઇમ હોયતો રઉં હું આંઈ, જાણું જે ઘર મારૂં;
કરૂં કામ હું જેજે તીમાં, કર નઈ ડાપણુ તારૂં. સૂની૦
(રાત વખતે મણિ માટે હીરકો ઢોંગ આદરે છે.)

## લલિત છંદ.

હી—અરર માડી આ આંછરે કાળે, જમણી આંછ તો હાયરે બળે;
મજ ગરૂ મને આંગતા મણિ, મણિની એક ન્યાં હાયરે કણી.
ફૂટ પડી મને આવીઓ અઈ, દરદ ચીમ આ હાંભર્યું નઈ;
જરૂર માડી આ આંછરે જસે, મણિ વના ચીમરે થસે.
ગાં—નઈ જડે મણિ ગામમાં કંઈ, જરૂર સે મણિ દીચરા અઈ;
જતનથી નચી પાશ રાછ ભા, સકળતી મણિ ખોઈ નાંછના.

(જ્યારે ચંદ્રપ્રભાને રૂપસિંહથી વિખુટી કરી, ત્યારે રૂપસિંહ પાછળ, વાવની અંદર ઘણોજ દીલગીરી થાય છે.)

**રૂપસિંહ— લલિત છંદ.**

અરર પ્યારીરે શું કહું કથા, તુજ વિના હવે જીવવું વૃથા
તુજ વિયોગથી થાય દુઃખ જે, હૃદય બાળતાં વર્ણવુંજ તે.
સહુ કુટુંબને છોડી આવીઓ, પ્રેમ–જાળમાં અહીં ફસાવીએ;
નગર મારૂં કળકળી રહ્યું, સકળ સ્નેહીનું નય કર્યું કહ્યું.
સુખ વિલાસમાં સાંભર્યું નહિ, નગર મારૂં રે રહ્યો અહીં;
વચન તારાં સાંભરે ઘણાં, જરૂર પ્રીતમાં રાખી નહિ મણા.
જળ વિના જીવે મીનના જરી, તરફડી કરી જાય તે મરી;
ખચિત તેમ આ જીવડો જશે, કરમમાં લખ્યું વ્યર્થના થશે.
જરૂર નાર તો વેગળી રહી, અરર શું ગઇ તે દગો દઇ?
નહિ દગો દઇ જાય એ નક્કી, પરમ પ્રિય જે પ્રાણનાથથી.
પણ નસીબમાં હોય થાય તે, અરર આ દિનો કેમ જાયરે;
કહેવું દુઃખ આ કોની આગળે! જન અહીં અરે કોઇ નામળે.
દલગીરી હવે કેટલી કરૂં, રડી રડી અરે ક્યાં લગી મરૂં;
સમય હાલનો કેમ જાયરે, દુઃખ દિનો રહ્યા હાય હાયરે!!!

(ચંદ્રપ્રભાના વિયોગે, ખાધા પીધા વગર રૂપસિંહ મુડદાલ અવસ્થાએ પહોંચે છે, પેલો જીવરાજ ગાંગલીને છેતરી, રાત વખતે મણિ લઇ ત્યાં આવી પહોંચે છે, અને રૂપસિંહની એવી દશા જોઇ ઉદાસ થાય છે.)

**જીવરાજ—(ભેખરે ઉતારો રાજા ભરથરી,) એ રાગ.**

**શરીર પ્યારારે તારૂં જોઇને, અંતરમાં ઉઠે આગજી;**

આવારે દિવસ ક્યાંથી આવીયા, પ્યારા રૂપસિંહ જાગજી.
મિત્ર મારા તું જવાબ દે.
કેવી ઉમેદે આવ્યા આપણે, કેવા મનમાં વિચારજી;
સરવ વૃથા થયા આ સમે, આવ્યો દુઃખનો ન પારજી મિ૦
આંખ ફોડી તે એમ ગઇ, એકે સર્યું નહિ કાજજી;
અંગ ન આવ્યું તારા કામમાં, તેથી આવે મુને લાજજી. મિ૦
તાત તારોરે મુને પૂછશે, ત્યારે કરવી શી વાતજી;
તારીરે હકિકત સાંભળી, મરશે રડી રડી માતજી. મિ૦
મુખડું બતાવું શું ત્યાં જઇ, માટે કરૂં પ્રાણ ત્યાગજી;
જીવવું વૃથા હવે જગતમાં, પડીયું દુઃખ અથાગજી. મિ૦

**લાવણી.**

હે રૂપસિંહ તું બોલ બોલ ઓ ભાઇ,
મહણાવસ્થાને થયો અરે તું આહીં;
સમજાવ્યો તો બહુ પેર પ્રાતને ટાણે,
હઠ લઇને બેઠો હાય! કોણ એ જાણે.
જંગલમાં મૂકી તને ગયો જ્યારે,
ઝટ કરૂં તાહરૂં કામ એમ મન મારે;
જે કર્યાં તાહરાં કામ વિશેષ નહિ એ,
ખરી ફરજ બજાવી પ્રાત રીત લેખીને.
(મનમાં)—કલ્પાંત કરૂં તે વૃથા વખત ખોવાનો,
નથી સમય હાલ આ બેસી રહી રોવાનો;
કરૂં યથામતિ ઈલાજ લાગલુ આજે,
સાવધ થઇ બેઠો થાય કરૂં એ કાજે.

(યોગ્ય ઇલાજથી થોડા દિવસે રૂપસિંહ સાજો થાયછે, એટલે બંને જણ પાસેના નગરમાં જાય છે. દ્રપ્રભાને આ વાત જણાવવા જીવરાજ જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**(શ્રી જગત્પતિ, પ્રભુ આપ સન્મતિ; એ રાગ.)**

ખુશી ખુશી ખુશી, બેની થાઓને ખુશી;
વાત મારા યારની, સુણી થશો ખુશી.
ગયો વાવમાં મણિ લઇને, નજરે જોયો મિત્ર;
તે વખતે દલગીરી થયો, પણ હવે શાંતછે ચિત્ત. ખુશી૦
સંકટ વેઠી ધીરજ રાખી, કાઢયો એવો કાળ;
જોઇએ તેવા ખોરાકેથી, બન્યો તે સારો હાલ. ખુશી૦
બેન અમે પૂરી શાંતિથી, આવ્યા પુરમાં આજ;
બંને જણ ખુશીમાં છઇએ, થશે હવે સૌ કાજ. ખુશી૦
મનની ઇચ્છા પૂરી થાવા, હવે નથી બહુ દેર;
રાખો મનમાં શાંતિ શાંતિ, હવે જાઊં હું ઘેર. ખુશી૦

**ચંદ્રપ્રભા—**

**(સુણો પિયુ સરદની બાર ચાંદની જામીરે) એરાગ.**

મારા પ્યારાના પ્યારા મિત્ર, અરજ કરૂંછું આજેરે;
આવ્યા મિત્ર મૂકીને આપ, એતો નવ છાજેરે.
ફરી વિનતિ કરૂં તમ મિત્ર,—સાથે પાછા આવોરે;
મારા કંથની દાસીની વાત, જરૂર આ જણાવોરે.

ક્રેજો વિરહિણી જુએ છે વાટ, ઘણી ઘણી રીતેરે;
દીન દાસીની વિનતિ સ્વિકારી, પધારો પ્રીતેરે.
નથી જોગ નીકળવાનો બહાર, વચન ખરૂં જાણેરે;
માટે તસ્દી આપું આ વાર, તે મનમાં આણેરે.
ઘણા ઘણા કરીને પ્રણામ અમારા ક્રેજોરે;
મળવા ઘેલી થએલી નારને, દરશન દેજોરે.

(જીવરાજ ત્યાંથી રૂપસિંહ પાસે આવી, આ વૃતાંત જણાવે છે, એટલામાં લંપટસિંહનો સિપાઇ કાષ્ટ-ઘોડો લેવા આવે છે; તે માણસને રૂપસિંહ જવાબ આપે છે.)

**રૂપસિંહ—(કહોતો રાજા સાથે હું આવું)એરાગ.**

તારા રાજાને કહુંછું હું એવું,
તું પણ કહેજે સાંભળ તેવું. તારા૦
ભાડે ઘર લઇને નગરીમાં રહીએ;
પૈસા આપીને પાણી પણ લેવું. તારા૦
કહેજે જે રૈયત નથી અમે તારી;
નૃપ, તારાનું નથી કંઇ દેવું. તારા૦
હદમાં રહીને વરતો તો સારૂં;
નહિતો છેવટ થશે જોયારે જેવું. તારા૦
સારૂં દેખીને મન શું લોભાવે;
પૈસા ખરચીને કરાવો તેવું. તારા૦
બીકે બતાવે નહિ મળે ઘોડો;
વચન અમારૂં રાજાને કેવું. તારા૦

**જીવરાજ—રાજી ખુશીથી માગો તો આપું;**
બાકી તેનું વળી કાંઇ ન લેવું. તારા૦

(રાજાનો સેવક રાજા પાસે જઈ, તમામ વાત સાથે કેટલીક વાત મીઠું મરચું ભભરાવીને પણ કહે છે.)

**સેવક—**

**(“અયે કમજાત પિંગલા તેને બોત દગા દીયા) એ રાગ**

રાજાજી કહુંછું વાત, સાંભળો જરી;
કાટ અશ્વ રાખનાર, નહિ ગયા ડરી. રાજાજી૦
બીક બતાવી મને, ગયો હું થરથરી;
કોઇ વાત ના કરે, પણ એમણે કરી. રાજાજી૦
“નૃપ તાહરાની મતિ, કેમ આ ફરી;
હાથે કરી મોત–તણી વાત આદરી.” રાજાજી૦

**(લંપટસિંહ—ક્ષત્રી કલંગ કેમ લેશોરે,) એ રાગ.**

તમે લૂણ હરામી સિપાઇ;આ રાજ મારૂં કેમ રે'શેરે.—ટેક.
બનીયા મસ્તાનાજ ખાઇ. આ૦
છો બાયડીઓથી બેજ, આ૦
નથી મુખ પર કાંઇએ તેજ. આ૦
ખાઓ હરામીનો નિત્ય પગાર, આ૦
ઘસી ચોપડવા શું આ વાર. આ૦
તમે ધાડજ મારો આમ, આ૦
નથી જાઓ તમારૂં કામ. આ૦
દુશ્મન કરી નાખું ઠામ, આ૦
વો તો લંપટ! મારૂ નામ!! આ૦

(બહુ ક્રોધાયમાન થઇ, ત્યાંથી રૂપસિંહ તથા જીવરાજ જ્યાં રહેલા છે, ત્યાં લશ્કર સહિત આવીને બોલે છે.)

**લંપટસિંહ—** **ઇંદ્રસભાની ગઝલ.**

ક્યાં ગયા બે બાળકો ઝટ આવો મારી પાસ,
જીવવાની રાખશો ન લેશમાત્ર આશ;
હાથનો હજુ ઝપાટો ચાખીઓ કથી,
રાડ મારી સોંસરી જશેજ કાનથી.

રૂપસિંહ—આટલાં બધાં વખાણ તું શીદ કરે,
સૈન્ય તાહરાથી નહિ બે જણા ડરે;
પગલું પાછું જો ભરૂંતો લાજે મુજ માત,
નકટો કરૂં તુજને નથી કરવી તારી ઘાત.
મમ પ્રાયાને દુઃખ આપનાર તું બકાલ!
નજરથી નિહાળ તારા થાય કેવા હાલ!!
તાહરૂં તમામ સૈન્ય માહરા તળે!
મન મનાવી સર્વનું મેં બોળવ્યું કળે.

લંપ૦—શું ગજું છે તાહરૂં જે બોળવે તું રોજ,
બાણુંલાખ રખડાવ્યા વળી તુજને આજરોજ;
બોલતો નથી હું તેમ તેમ તું લવે,
જાણજે જરૂર તારૂં મોત છે હવે.

(લંપટસિંહ અને રૂપસિંહ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થાયછે, તેમાં તેમાં રૂપસિંહે લંપટસિંહનું નાક કાપી નાંખ્યું, તેથી શરમનો માર્યો પોતાના મહેલમાં જતો રહ્યો. પછી બને મિત્રો ગાંગલીને ત્યાં જઇ, તેનું પણ નાક કાપી, ચંદ્રપ્રભા સહિત

પોતાના દેશમાં જાય છે.)

**ચંદ્રપ્રભા**—(શયનગ્રહમાં પોતાના સ્વામિ (રૂપસિંહ)ને કહેછે)

**(પુર્ણ થયોછે ખેલ, સજજનો પુર્ણ થયોછે ખેલ.) એ રાગ.**

આનંદ આનંદ આજ પ્રિય પતિ, આનંદ મુજને આજ. ટેક
કપટ કરીને લંપટસિંહે ખોટું કર્યું એ કાજ. પ્રિય૦
કરી કસોટી પૂરણુ મારી, રાખી તે વેળા લાજ. પ્રિય૦
ફરજ બજાવી પ્રીતિની પૂરી, ધન્ય ધન્ય જીવરાજ. પ્રિય૦
કરણીનું ફળ બને પામ્યા, થયાં આપે નકટાંજ. પ્રિય૦
સત્યનો બેલી ઇશ્વર તેણે, સરવે સુધાર્યાં કાજ. પ્રિય૦

(પોતાના શહેરમાં આવ્યા બાદ બીજે દિવસે પોતાની કચેરીનાં તમામ માણસોની સમક્ષ જીવરાજને સાબાશી આપી, પોતાનો વડો પ્રધાન બનાવે છે.)

**રૂપસિંહ**— **(મુજે છોડ ચલા બનઝારા.)**

કરવી પ્રીતિ પ્રિય આવી, જે અંતલગી નિભાવી. ટેક.
સંકટમાં સાથે આવ્યો, ધીરજ દઇ મને બચાવ્યો;
પાણી તેં પાયું લાવી. કરવી૦
પછી લુબ્ધ થયું મન મારૂં, મેં કીધું કર્યું નહિ તારૂં;
જે સાચી વાત બતાવી. કરવી૦
મેં ખોટી હઠ બહુ લીધી, તુજને હરકત વળી કીધી;
દુઃખી કર્યો તને ધમકાવી. કરવી૦
તેં દુઃખ વેઠયાં મુજ માટે, વળી રખડયો બહુ ઉચાટે;
ચિતવી નારી મેળાવી. કરવી૦
વળી સુખ મને બહુ દેવા, તું ગયો નગરમાં રે'વા;

પણ મને શરમ ત્યાં નાવી. કરવી૦
થઇ જાણ પુરમાં જ્યારે, પ્રિય ચંદ્રપ્રભાની ત્યારે;
જઇ ધીરજ દઈ સમજાવી. કરવી૦
પછી ગયો ગાંગલી પાસે, લઈ પુત્ર-વેશ ઉદાસે;
પ્રિય અમુલ્ય આંખ ગુમાવી !!! કરવી૦
કરી કપટ મણિ તું લાવ્યો, લંપટને તેં રખડાવ્યો;
આ ફરી નાર મેળાવી. કરવી૦
કરવી પ્રીતિ છે સારી, પણ નભાવવી બહુ ભારી;
તેં પૂરણ પ્રીત જણાવી. કરવી૦

## સર્વ પાત્રો.

(જુઓ વિશાળ આ નિશાળ,) એ રાગ.

પ્રેમી સદ્ગૃહસ્થ સૌ પધારીયાછો આજે;
વિનતિ સ્વિકારી અમારી સજ્જનો એ છાજે. પ્રેમી૦

જીવરાજની જુઓ સચોટ ખરી પ્રીતિ;
મિત્ર પાળ સાથ રાખી શુદ્ધ કેવી નીતિ. પ્રેમી૦

પતિવ્રત્તા ગણાઇ ખરી ચંદ્રપ્રભા નારી;
પૂર્ણ શિયળ સાચવ્યું પણ હિંમત નવ હારી. પ્રેમી૦

લંપટે લુચ્ચાઇ કરી, ફળ મળ્યું નઠારૂં;
સારૂં કર્યા વિણ કહો ? થાય ક્યાંથી સારૂં. પ્રેમી૦

"કરશે તેવું પામશે" એ છેલ્લું અમે કહીએ;
સર્વની રજા લઈ હવે વિદાય થઇએ. પ્રેમી૦

## મનહર છંદ.

જે ણે મિ ત્ર **थ** કી ક હિ રાખ્યું **म** ન જૂ દુ એ વા,
મિ ત્ર છે ના મ **ना** નહિ જ **रा** ધ ર્મ આ ચ રે;
દુ ર્ગું ણુ નો ભા રે **ग** જ **दु** ર ન હિ દી લ થ કી'
એ વા ધ ર્મ ગુ રૂ ઓ **ज** ધ ર્મ બોધ શું કરે ?
સં સા રી ક ર્ત વ્ય **टा** ળ્યાં **य** મ થી જે ડર્યા નહિ,
દુઃખ કા ળે શું **श** ક ર કે **श** બો ક હે સરે!
ભો ગ વ શો **क** રો તે વું મા ટે **क** રો સારાં કામ,
યો ગ્ય દૂ **र** જ બ જા વો ર ચ ના **र** ઉચરે.




૧ મારો આ પહેલાંજ પ્રયત્ન છે, માટે ભુલ દરગુજર કરશો-

૨ મારા કેટલાક સ્નેહીઓએ પ્રથમ આ ચોપડી વાંચી, મને એકાદ બે બીજાં નાટક બનાવવાની વરધી આપેલી, પરંતુ આવા વિષય કરતાં મારા ધારવા પ્રમાણે 'ઇશ્વરના ગુણ ગાવા' એ વધારે ઉત્તમ છે, તેથી " ડાકોર લીલા" બનાવવા વિચાર છે. (તેની હકીકત પાછળને પૂઠે.)

જ૦ ઉ૦ મ૦

## આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોનાં નામ.

## તોરી (જુનાગઢ તાબે.)

૧૨ રા. રા. છોટાલાલ ભવાનીદાસ
૩૦ રા. રા. કાનજી જાદવજી.
૩૦ મેતા મુળચંદ હીરચંદ.
૨૫ બસીઆ કાંથડ માણસુર.
૫ મી. હરીલાલ ડોસાભાઈ
૫ મી. ઠીકા પુરૂષોત્તમ.
૫ મેતા દેવકરણ ખીમા.

---

૬૪ મી. પુરૂષોત્તમ ગંગા બાવનર
૨૫ માવજી દેવશંકર બેરાઈ.
૧૫ વડીયા પો. કો. શા માર્ફત.
૨૪ બેંસાણના મહેતાજી સા. માર્ફત.
૨૫ આશ્રી સોનબાઈ શેઠુબાર.
૧૧ ચુડા–જેતપરના મે.સા માર્ફત
૧૧ રાણપર– બેંસાણના
૧૦ રા. ભવાન વેલજી માર્ફત જેતપર

અમરાપોર.

૮૦ રા. રા. મહાસુખરાય ભવાનીદાસ
૧૦ મી. જગજીવન પ્રાગજી
૫ મી. જીવા જેઠા.
૫ મી. છોટાલાલ દુર્ગાદાસ
૬ રા. રા. ચમનલાલ સુંદરલાલ

---

૨૧ રા. રા. ગોરધનદાસવલ્લભદાસ
૮ રા. રા. ગૌરીશંકર ઉમીયાશંકર. વણા
૫ રા. રા. ભગવાનજી બાવા. વાધણીઆ.
૫ મી. જીવણલાલ લક્ષ્મિચંદ. રામપર.
૩૦ મી. જેશંકર ગોવિદજી વંથલી

## જાહેર ખબર.

આ પુસ્તક તથા બીજી હરેક જાતનાં પુસ્તકો તથા ઢુંઢીયાનું સમકીતસાર ભાગ બીજો અમારે ત્યાંથી જે લોકોને ખરીદ કરવાં હશે તેને મળશે, સામટી લેનારને કીફાયતથી આપવામાં આવશે.

બુકસેલર માધવજી પ્રેમજી,

ઠે. શાપુર વસ્તા ઘેલાની પોળ અમદાવાદ.